શ્રી રણછોડરાયજી સત્ય છે

# લક્ષ્મી-નારાયણ

આખ્યાન ખેલનાં ગાયનો.

( મોટી હમામની મંડળી માટે )

રચનાર,

## પટેલ રામચંદ્ર ડાહ્યાભાઇ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

## ભરતદાસજી બદરીદાસજી

મહારાજ.

આવૃત્તી પહેલી. પ્રત. ૫૦૦

સં. ૧૯૭૮ સને ૧૯૨૨

કીંમત. ૦—૩—૦

# વિજ્ઞપ્તિ.

પૂજ્ય મહાશયો,

આપ સમક્ષ હું નીચેના બે બોલ મ્હારી અલ્પ મતિ અનુસાર કહેવા માગું છું. તો ભુલચુક ક્ષમા કરશો.

મોટીહમામની પોળના રણછોડજીમાં દર સાલ ધુળેટી તેમજ ફાગણ વદ ૨ ના માંગલીક પ્રસંગે આજથી પાંત્રીસ વર્ષ પુર્વેથી મોટીહમામની રણછોડજીની મંડળી પવિત્ર ભકતોના ચારિત્રો જનસમાજ આગળ ભજવે છે.

આ ખેલ ભજવવાનું કારણ ધુળેટી જેવા પવીત્ર દીવસોએ જીલ્લાના અજ્ઞાન માણસો તોફાન કરી આપણા હિંદુ ધર્મના ચાલતા આવેલા પવિત્ર ધારાઓને કલંકિત ના કરે, અને એવો પવિત્ર તહેવાર પરમાત્મા અગર તેમના લાડીલા ભકતના ગુણ-ગાન સાંભળવામાં ગાળે અને ગમ્મત સાથે જ્ઞાન પ્રાપ્ત કરી સમય વ્યતીત કરે એટલુંજ છે.

અત્રે જે કાંઇ ચાર્જ કે ફી લેવામાં આવે છે તેમાંથી મંડળીને થએલો પરચુરણ ખર્ચ બાદ કરતાં બધુ સારા માર્ગે વાપરવામાં આવે છે.

આ ખેલની વસ્તુ ઘણા ભાવિકજનોના આગ્રહથી શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધથી શરૂ થતી કૃષ્ણલીલાના આધારે પ્રેક્ષકોને બોધરૂપ થઇ પડે એવા રૂપમાં ગોઠવી છે, તો પ્રેક્ષકો કદર કરી મંડળીને આભારી કરશે એવી હું આશા રાખું છું   લી. મોટી હમામની મંડળી તરફથી

દાસાનુદાસ
રામચંદ્ર ડાહ્યાભાઇ.

# શ્રી લક્ષ્મી-નારાયણ

## ખેલનો ટુંક સાર.



**પ્રવેશ ૧ લો. સ્થળ જંગલ:**- કન્યા રૂપે કંસના કેરથી દુઃખી થતી પૃથ્વીનો વિલાપ નારદનું આવવું, પૃથ્વીને નારદે પુછેલું વિલાપનું કારણ, પૃથ્વીએ કરેલો ખુલાસો, વિષ્ણુ પાસે જઇ દુઃખ દુર કરવા અરજ કરવી એવો બતાવેલો નારદે ઉપાય, શક્તિહીણ બનેલી પૃથ્વીની નીરાશા, યોગબળથી નારદે બતાવેલો ક્ષીરસાગર, નારદ તથા પૃથ્વીએ કરેલી વિષ્ણુ પાસે અરજ, પીડાતી પૃથ્વીને મુક્ત કરવા અવતાર લેવાનું વિષ્ણુએ આપેલું વચન, બાદ લક્ષ્મી તથા ભકિતનું પ્રગટ થવું, પ્રભુ પ્રત્યે અરજ, તેમને જન્મ લેવા બતાવેલાં સ્થાન, પ્રભુ સેવામાં મસ્ત રહેનારી અપ્સરાઓનો શોક, તેમને વ્રજમાં ગોપીઓ થઇ અવતરવા કરેલી આજ્ઞા. ક્ષીરસાગરનું અદૃષ્ય થવું, પૃથ્વી તથા નારદનું જવું, ત્યાં રાજ્ય લોભે અધીરો બનેલો મથુરાંનો પાટવી કુમાર કંસ તથા તેના ખુશામતીઆ સલાહકાર સરદાર તથા સાથીદારોનું આવવું બાદ શીવપુજન અર્થે આ રસ્તે થઇ વૃદ્ધરાજા ઊગ્રસેન જનાર છે એવી મળેલી બાતમી, કંસ તથા તેના માણસોનું છુપાઇ જવું, ઊગ્રસેનનું આવવું, કંસનું આવી ઊગ્રસેનને રોકવું, સામાસામી ઝપાઝપી સાથે યુદ્ધ, કપટથી કેદ કરેલો રાજા ઊગ્રસેન.

**પ્રવેશ ૨ જો. સ્થળ રસ્તો:**-કપટથી વૃદ્ધરાજાને કેદ કરી ગર્વથી છલકાતા કંસ તથા તેના સલાહકાર સરદારનું આવવું, વૃદ્ધરાજાને કેદ કરવા બજાવેલી મહેનત બદલ કંસ પાસે સરદારે કરેલી ઇનામની માગણી, કંસે બનાવેલો તેનો સેનાધીપતી બાદ કંસે બીજા અમલદારોને ફોડી પોતાના કરી લેવા રચેલી યુક્તિ.

**પ્રવેશ ૩ જો. સ્થળ જંગલઃ**—પોતાનાં બેન-બનેવીને વળા-વવા નીકળેલો મથુરાંનો જોર જુલ્મથી બની બેઠેલો રાજા કંસ, આકાશવાણી તેમાં જણાવેલું દેવકીના આઠમા ગર્ભથી કંસનું મૃત્યું થશે એવું ભવિષ્ય, દેવકીપર કંસનો ક્રોધ, વાસુદેવે દીધેલી શીખામણ, પોતાના દરેક ગર્ભ કંસને સોંપવા એવી દેવકીએ કરેલી કબુલાત, કંસે વર્તાવેલો દેવકી વાસુદેવ પર કેર, બાદ રથના ઘોડા છુટા કરી તે જગાએ દેવકી વાસુદેવને બાંધવા સરદારને કંસે કરેલી આજ્ઞા, સરદારે આજ્ઞાનો કરેલો અમલ, કંસે સારથીને રથ ચલાવવા કરેલો હુકમ, નીમકહલાલ સારથીની આનાકાની, કંસે લીધેલો સારથીનો પ્રાણ, કંસ તથા સરદાર રથપર બેસી દેવકી-વાસુદેવને મારેલો ચાબુકાનો માર.

**પ્રવેશ ૪ થો. સ્થળ રસ્તોઃ**—કંશના જુલ્મથી અફસોસ કરતો અક્રૂર, બાદ કંશ તથા સરદારનું આવવું અક્રૂરનું છુપાઈ જવું, કંસ તથા સરદારની માંહોમાંહે વાતચીત અને કંસ તથા સરદારનું જેલ તરફ જવું, અક્રૂરને દુષ્ટની દુષ્ટતા ઊપર થતી દીલગીરી.

**પ્રવેશ ૫ મો. સ્થળ જેલઃ**—દુઃખના ડુંગર તરે દબાએલાં દેવકી-વાસુદેવનો અફસોસ, પ્રભુપ્રાર્થના, વિષ્ણુનુ પ્રગટ થવું, દેવકી વાસુદેવને દર્શન, મહારા બાળ સ્વરૂપને ગોકુળ મૂકી ત્યાંથી શક્તિના બાળ સ્વરૂપને લઇ આવવા વાસુદેવને વિષ્ણુએ કરેલી આજ્ઞા, વાસુ-દેવનું ગોકુળ તરફ જવા તૈયાર થવું, જેલનું ફાટવું, વાસુદેવનું જવું અને શક્તિના બાળ સ્વરૂપને લઇ આવવું, ત્યાં બાળકનું રોવું પેહરે-ગીરોનો માંહોમાંહે સંવાદ, એક પેહરેગીરનું કંસને ખબર આપવા જવું, કંસનું આવવું અને દેવકી પાસેથી બાળક પડાવી લેવું, તેને બચાવવા દેવકીના કાલાવાલા, કંસનો ક્રોધ, કેપ્ટનનું દેવકીના બચાવ અર્થે આડા પડવું, કેપ્ટનનું ખૂન, કંસે પછાડેલું બાળક, શક્તિદર્શન કંસને ગોકુળમાં મહારો કાળ છે તેવી થએલી જાણ.

**પ્રવેશ ૬ ઠ્ઠો. ગોકુળ ગામનો રસ્તો:**—નાસ્તીક ખોડીઆના મનોવિચાર ત્યાં ભકિતરસમાં ભળેલી લલીતાનું આવવું તેને જોઇ ખોડીઆનો ગએલો મીજાજ, લલીતાએ દીધેલી શિખામણ, ખોડીઆએ લલીતાને મારેલો માર, ખોડીઆનું જવું, ભકિતરસમાં મસ્ત બનેલી લલીતાના મનોવિચાર.

**પ્રવેશ ૭ મો. નંદરાયનો મહેલ:**—કૃષ્ણના રૂપથી હર્ષ પામતી દાસી સુમતી ગામમાં કંસ આવી નાના બાળકોને છુંદે છે એવી બુમ પડવી, દાસીનું ગભરાવું, અંદરથી તેના સુવાડેલા બાળકનું રોવું, સુમતીએ સાંભળવું, અને પોતાના માલાકના બાળ બચાવવા ખાતર કૃષ્ણ બળદેવને લઇને તે જગાએ પોતાના બાળકને સુવાડવું, કંસનું એકાએક ત્યાં આવવું કંસે દાસીને આપવા માંડેલી લાલચ, દાસી સુમતીએ કરેલો કંસનો તિરસ્કાર, કંસે ગુજારેલો દાસી પર જુલ્મ બાદ બાળકને મારવા ગએલો કંસ યમરાજાએ પ્રગટ થઇ બાળકનો કરેલો બચાવ.

**પ્રવેશ ૮ મો. જંગલનો રસ્તો:**—કૃષ્ણ તથા ગોવાળનો આનંદ, ત્યાં મહી વેચવા નીકળેલી રાધા તથા ગોપીઓનું આવવું, કૃષ્ણ તથા ગોવાળોએ રોકેલી ગોપીઓ, માંગેલાં દાન, ગોપીઓનું દાન આપી જવું, કૃષ્ણ–રાધાની રકઝક.

**પ્રવેશ ૯ મો. સ્થળ યુમના કિનારો:**—ભોજનના થાળ લઇ આવેલી કૃષ્ણ પાસે ગોપીઓ, કૃષ્ણે તેમને બતાવેલો દુર્વાસાનો આશ્રમ, કૃષ્ણે બતાવેલા ઉપાયથી યમુનામાં થઇ આશ્રમે ગએલી ગોપીઓ, દુર્વાસાને કરાવેલું ભોજન બાદ દુર્વાસાએ બતાવેલા ઉપાયથી તેજ રીતે પાછી આવેલી રાધા તથા ગોપીઓ અને તેમને થએલી શંકા કૃષ્ણને પુછેલો ખુલાસો, કૃષ્ણે ગોપીઓને કરેલો ઉપદેશ, ગોપીઓની આશ્ચર્યતા !

———

# (અંક ૨ જો.)

**પ્રવેશ ૧ લો. કંશનું ખાનગી ગૃહ:**-નિંદ્રામાં પડેલા કંસને ભયંકર સ્વપ્ન, ઝબકવું, બાદ કંસે પોતાના સરદારને બોલાવી પુછેલી સલાહ, સરદારે બતાવેલી યુક્તિ મુજબ અક્રુરને બોલાવી કૃષ્ણબળદેવને તેડી લાવવા કરેલી કંસે આજ્ઞા, અક્રૂરે દીધેલી શિખામણ, અભિમાની કંસનું જવું, ત્યાં અક્રૂરે કંસનું ભાખેલું ભવિષ્ય

મહાલે મસ્ત અભિમાને પ્યાલી સ્વાર્થની પીધી
બનવાનું હોય જ્યાં ઊંધું વાત સમજાય ના સીધી

**પ્રવેશ ૨ જો. જંગલ:**-શિકારે નીકળેલા શિશુપાળનો ગોળી-બહાર, ખાલી જવાથી ઉશ્કેરાએલા સીંહની શિશુપાળ ઉપર તળાપ પાછળથી બીજા ગોળીબહારથી સીંહનું મરણ, શિશુપાળનું હર્ષ પામતાં પોતાના માણસોને તે લાસ લઈ જવા હુકમ, ત્યાં વીદર્ભ દેશના પાટવી કુંમાર રૂકમૈયાનું આવવું, અને તે લાસ માટે શિશુ-પાળ તથા રૂકમૈયાની તકરાર, સામાસામી યુદ્ધ શિશુપાળ કેદ.

**પ્રવેશ ૩ જો. સ્થળ ખોડીઆનું ઘર:**-પવિત્ર લલીતાની અપુર્વ ભકિત, ખોડીઆનું નાસ્તિકપણું-લલીતાની કસોટી, ખોડીઆનું ઊંઘવું, કૃષ્ણે પ્રગટ થઈ આપેલાં દર્શન અને પોતાના રૂપમાં સમાવેલી લલીતા, જાગી ઊઠેલા ખોડીઆનું દીવાનાપણું.

**પ્રવેશ ૪ થો. રાધીકાજીનો રંગમહેલ:**-કૃષ્ણ વિયોગે વ્યાકુળ બનેલી રાધાનો તેની સખી સાથે સંવાદ ત્યાં કૃષ્ણનું આવવું, સખીનું જવું, રાધાકૃષ્ણનો આનંદ, બાદ મથુરાંથી તેડવા નીકળેલા અક્રૂરનું આવવું, કૃષ્ણનું ભેટવું, અને એકાએક મથુરાંથી

આવવાનું કૃષ્ણે પુછેલું કારણ, અક્રૂરે કરેલો ખુલાસો, બાદ અક્રૂરજીનું બળદેવજીને મળવા જવું, કૃષ્ણનું મથુરાં જવા તૈયાર થવું, રાધાએ રોકેલા કૃષ્ણના ઘોડા રાધાને તરછોડી ગએલા કૃષ્ણ, વિયોગી **રાધાનો** શોક, દ્વારકામાં કૃષ્ણ મળશે એવી થએલી આકાશ વાણી રાધા કૃષ્ણ મેળવવા બનેલી યોગણ.

**પ્રવેશ ૫ મો. સ્થળ મથુરાંની કચેરી** કંસના ત્રાસથી દેવકી–વાસુદેવ તેમજ વૃદ્ધ રાજા ઉગ્રસેનને પીડાતાં મુક્ત કરવા નગરના મહાજનોએ કરેલી કંસને અરજી બાદ પકડેલા કેદીઓનો ન્યાય, ત્યાં કૃષ્ણ બળદેવને લઈ અક્રૂરનું આવવું, કંસે ગોઠવી રાખેલા પ્રપંચ મુજબ મલ્લ તથા ગજશાળાના માવતની કૃષ્ણ પર ફરીયાદ, કંસે કૃષ્ણ પર દીધેલો આરોપ, ઠરાવેલા ગુનેગાર કૃષ્ણની સાથે કંસની સામાસામી તકરાર, ત્યાં કૃષ્ણે મારેલો જુલ્મી રાજા કંસ.

**પ્રવેશ ૬ ઠો. સુદામાનું ઘરઃ**–દરીદ્ર ભીક્ષુક ગરીબોની યાચના સુદામાએ આપેલાં દાન બાદ, સુદામાના છોકરાનું આવવું, ભીક્ષુકોને જોઈ તેનો ગએલો મીજાજ, પૈસાની શુદામાને બતાવેલી મહત્તા, સુદામાએ છોકરાંને દીધેલો ઉપદેશ.

**પ્રવેશ ૭ મો. ભીષ્મકનો ખાનગી ગૃહઃ**–રૂકમૈયા તથા ભીષ્મક તથા રૂક્ષ્મણીનો સંવાદ, ત્યાં નારદનું આવવું, ભીષ્મકે નારદને પુછેલી બીજા રાજ્યોની સ્થીતી, નારદે બતાવેલી કંસની જીવન લીલા, ભીષ્મક રૂકમૈયાનું આશ્ચર્ય !

**પ્રવેશ ૮ મો. રસ્તોઃ**–રૂકમૈયાની દયાથી છુટા થએલા શિશુપાળના રૂક્ષ્મણી સંબંધી હવાઈ વીચાર, ત્યાં કંસના ખુનથી કૃષ્ણ પર ક્રોધી બનેલા રૂકમૈયાનુ આવવું, રૂકમૈયાનો કૃષ્ણ પર ક્રોધ. ત્યાં ભીષ્મકનુ આવવું, રૂક્ષ્મણીના લગ્ન સંબંધી ચર્ચા, રૂકમૈયાનો શિશુ-

પાળ જોડે લગ્ન કરવા વિચાર, ભીષ્મકનું જવું, છુપાઇ રહેલા શિશુપાળનું નીકળવું, વિરહ વેદનાથી ઘેલો બનેલો શિશુપાળ ત્યાં દીવાના બનેલા ખોડીઆનું આવવું અને શિશુપાળને લલીતા ધારી પકડવો, સામાસામી તકરાર ખોડીઆએ શિશુપાળને મારવા ઉગામેલી ડાંગ, નારદે આવી શિશુપાળનો કરેલો બચાવ, શિશુપાળનું જવું, નારદથી સુધારેલા ખોડીઆનું જવું, નારદને ગર્વ, કૃષ્ણે મોહીની રૂપે આવી કરેલું ખંડન.

**પ્રવેશ ૯ મો. બગીચો:**—કંસની જીવન લીલા જોઇ કૃષ્ણ પર વધેલો રૂક્ષ્મણીનો પ્રેમ, સ્વપ્નમાં ઝબકવું, રૂક્ષ્મણીનો કૃષ્ણને મેળવવા દૃઢ સંકલ્પ, કૃષ્ણનું મોહીની રૂપે દર્શન આપી ચાલ્યા જવું, રૂક્ષ્મણીનું ઘેલું થવું, ત્યાં શિશુપાળની રૂક્ષ્મણી પર મોહાન્ધતા, રૂક્ષ્મણીનો ઉપદેશ, શિશુપાળનો બળાત્કાર, દાસી શુશિલાએ કરેલો રૂક્ષ્મણીના ધર્મનો બચાવ.

---

## (અંક ૩ જો.)

**પ્રવેશ ૧ લો. રસ્તો:**—પરમાર્થ કરતાં દરીદ્ર થએલા સુદામાનું દ્વારકાગમન, સુદામાનું જવું, પોતાને શત્રુરૂપ બનેલી દાસી શુશિલા માટે રૂકમૈયાને અવળુ સમજાવતો શિશુપાળ, રૂકમૈયાનો રૂક્ષ્મણીપર વધેલો ક્રોધ, શિશુપાળનું જવું, મહેલમાં કૃષ્ણ વિયોગે ચેન નહીં પડવાથી ફરવા આવેલી રૂક્ષ્મણી તથા તેની દાસી, રૂકમૈયાનું સંતાઇ જવું, રૂક્ષ્મણીના કૃષ્ણને મળવા સબંધી ઉદ્દગાર, કાગળ લઇ દ્વારકા ગએલી શુશિલાની જોતી રાહ, ભેદનો ખુલાસો ક્રોધથી ઉભરાતો સંતાએલો રૂકમૈયો, દાસીને રૂક્ષ્મણીએ જોડેના

બગીચામાં ફુલ લેવા મોકલવી, રૂકમૈયાનું પ્રગટ થવું. રૂક્ષ્મણીની આશ્ચર્યતા, રૂકમૈયાએ કરેલા રૂક્ષ્મણીપર દાબ, કૃષ્ણપર રૂક્ષ્મણીની મમતા રૂકમૈયાનો ક્રોધ, કેદ કરેલી રૂક્ષ્મણી.

**પ્રવેશ ૨ જો. કૃષ્ણનો મહેલ:**–ભકતના દુઃખે બેચેન બનેલા કૃષ્ણ, સુદામાનું આવવું, તાંદુલ પડાવી કૃષ્ણે ભાગેલું સુદામાનું દુઃખ, બાદ શુશિલાનું પત્ર લઈ આવવું, પત્ર વાંચી કૃષ્ણે શુશિલાને આપેલી ધીરજ, સુસીલાનું જવું, કૃષ્ણ–સુદામાનું જમવા જવું, સત્યભામાને સુદામાની મિત્રતાઇ વીષે થએલી શંકા, નારદે આવી કરેલો ખુલાસો, કૃષ્ણે પ્રથમ આપેલા શ્રાપનું સુદામાને બતાવેલું દ્દશ્ય, આશ્ચર્યતા !

**પ્રવેશ ૩ જો. જંગલનો રસ્તો:**–કૃષ્ણને પત્ર આપી રૂક્ષ્મણી પાસે જતી શુશિલા, ત્યાં રૂક્ષ્મણીએ મોકલેલી દાસીનું આવવું, શુશિલાને નગ્રમાં ન જવા સમજુતી, નીમકહલાલ શુશિલાનો આત્મભોગે રૂક્ષ્મણીને મલવા વિચાર, દાસીનું જવું, દીવાની બનેલી યોગણ રાધાનું આવવું, રાધા તથા શુશિલાની વાતચીત, શુશિલાનું જવું, કૃષ્ણનું આવવું, કૃષ્ણરાધાનો મેળાપ, રાધાકૃષ્ણનું જવું, દરીદ્ર સુદામાનું જવું, કૃષ્ણે કાંઇ ના આપ્યું તેથી થતી દીલગીરી.

**પ્રવેશ ૪ થો. જેલ:**–રૂક્ષ્મણીના દુઃખોદ્‌ગાર, નીરાશા, આત્મઘાત કરવાની તૈયારી, જેલ તોડી દાસી શુશિલાનું આવવું, છુટી થએલી રૂક્ષ્મણી, શુશિલાએ કરેલી રૂક્ષ્મણીને નાશી છુટવા ભલામણ, રૂક્ષ્મણીનું જવું, શુશિલાનુ તેને બદલે કેદ થવું, રૂકમૈયાનું આવવુ, શુશિલાપર ગુજારેલો જુલ્મ, મોતની અણીપર શુશિલા, જેલમાં પ્રગટ થઇ કૃષ્ણે કરેલો શુશિલાનો બચાવ.

**પ્રવેશ ૫ મો.** નાસી ગએલી રૂક્ષ્મણીને પકડવા તૈયાર કરેલું લશ્કર, ત્યાં રૂકમૈયાનું આવવું, અને શિશુપાળ તથા

રૂકમૈયાનું શોધ અર્થે જવું, ત્યાં રૂક્ષ્મણીના દુઃખે દુઃખી થતા ભીષ્મકનું આવવું, ભીષ્મકને થએલો નારદનો સમાગમ, નારદે પાડેલી રૂક્ષ્મણી સબંધી ભીષ્મકને સમજ, નારદ તથા ભીષ્મકનું જવું.

**પ્રવેશ ૬ ઠો. જંગલઃ**-કૃષ્ણ માટે અથાગ દુઃખ વેઠતી રૂક્ષ્મણીનું શુશિલાએ બતાવેલા સ્થાને આવવું, ગભરાએલી રૂક્ષ્મણીની અધીરાઇ, ત્યાં કૃષ્ણ નહી મળવાથી આપઘાતની તૈયારી, કૃષ્ણે આવી કરેલો બચાવ, રૂક્ષ્મણીએ પરપુરૂષ ધારી કૃષ્ણને કરેલો તીરસ્કાર, રૂક્ષ્મણીએ ઓળખેલા કૃષ્ણ, શરમ, કૃષ્ણ રૂક્ષ્મણીનો મેળાપ, રૂકમૈયાનું લશ્કર સાથે આવવું, કૃષ્ણ રૂકમૈયાનું યુદ્ધ, રૂક્ષ્મણીએ શિશુપાળ સામે કરેલું યુદ્ધ, શિશુપાળનું નાશી છુટવું, કૃષ્ણે રૂકમૈયાને મારવા ઊગામેલું ચક્ર, રૂક્ષ્મણીએ વચ્ચે પડી બચાવેલો ભાઇ, કૃષ્ણ-રૂક્ષ્મણીનું જવું રૂકમૈયાને થએલો ભ્રમ, ભીષ્મક નારદનું આવવું, રૂકમૈયાને નારદે આપેલી સમજુતી અને રૂક્ષ્મણી નહી પણ તે લક્ષ્મી છે તથા કૃષ્ણ નહી પણ વિષ્ણુ પરમાત્મા સાક્ષાત છે, તેવા ખુલાસા સાથે ભીષ્મક તથા રૂકમૈયાને યોગબળથી નારદે કરાવેલા લક્ષ્મીનારાયણના દર્શન.

**આનંદ. આનંદ. આનંદ.**

---

# શ્રી લક્ષ્મીનારાયણ ખેલના પાત્રોની સમજ.

## પુરૂષ વર્ગ.

વિષ્ણુ- પરમાત્માની સત્વગુણી મુર્તી
નારદ- કૃષ્ણ પરમાત્માના મહાન ભકત અગર તેમનું મન
કંસ- મથુરાંનો રાજા-ઊગ્રસેનનો કુમાર
ઊગ્રસેન- મથુરાંનો વૃદ્ધ રાજા
સરદાર- કંશનો સેનાધીપતી
વસુદેવ- કંશનો બનેવી-દેવકીનો સ્વામી-શ્રીકૃષ્ણના પીતા.
કૃષ્ણ- વિષ્ણુનો અંશાઅવતાર (કંશનો કાળ)
અક્રૂર- કંશનો ભાયાત-કૃષ્ણનો ભકત
ખોડીઓ- ગોકુળનો નાસ્તીક ગોવાળ
નંદરાય- બળદેવજીના પીતા તથા શ્રીકૃષ્ણના પાળક પીતા
દુર્વાસા- મહાન રૂષી. (મનાતો શંકરનો અવતાર)
યમરાજા- પ્રાણીઓને પાપ પુન્યની સજા કરનાર દેવ
શિશુપાળ- રૂકમૈયાનો થએલો દોસ્ત
બળદેવ- શ્રીકૃષ્ણના ભાઇ નંદરાયના કુમાર
રૂકમૈયો- વિદર્ભ દેશના રાજા ભીષ્મકનો કુમાર
ભીષ્મક- વિદર્ભ દેશનો રાજા
સુદામા- દરીદ્ર બ્રાહ્મણ. કૃષ્ણનો મહાન ભકત તથા કૃષ્ણનો બાળમીત્ર

બાદ. ગોવાળ; કેપટન, સારથી, પ્રધાન; છડીદાર, વીગેરે વીગેરે.

## સ્ત્રી વર્ગ.

રાધા- ભકતીનો અવતાર
દેવકી- ઊગ્રસેનની પુત્રી કંશની બેન
સુમતી- જસોદાની દાસી
રૂક્ષ્મણી- લક્ષ્માનો અવતાર ભીષ્મકની પુત્રી
લલીતા- ભકતીમાં ભળેલી ગોવાલણ. નાસ્તીક ખોડીઆની વહુ
શુશિલા- રૂક્ષ્માણીની નીમકહલાલ દાસી

બાદ. ગોપીઓ, દાસીઓ, અપછરાઓ વીગેરે વીગેરે.



શ્રી ગણેશાય નમઃ



# શ્રી લક્ષ્મીનારાયણ ખેલના ગાયનો.

## મંગળાચરણ.

સુત્રધાર:— ૧

વિશ્વાધાર, પ્રણુતપાળ, દીનદયાળ હે સુખ કા....ર,
વિઘ્નહાર, ત્રિશુળધાર ગૌવરીનંદન શિવ બાળ,
મંગળકાર, સૃજનહાર,
નમીએ જગ....પાલનહા....ર વિશ્વાધાર.
કરો વ્હાર, હે કીરતાર, ધર્મધુરંધર જગદાધાર
સત્ય સા....ર મમ આધાર
નમીએ ચરણે વા....ર વા....ર....વિશ્વાધાર.

બાળાઓ— ૨

જય શ્રી કૃષ્ણચંદ્ર મહારાજ (૨)
ભકતજન નામપરે રાચે, હર્ષથી થનન થનન નાચે
ધરો દીલે દુખીની દાઝ- જયશ્રી.
જુલ્મ અને બહુ ત્રાસ થકી આ પૃથ્વી બહુ પીડાય
ભવભયતારણ ધર્મ ઉદ્ધારણ પ્રગટયા કરવા સાહ્ય
રાખવા ભકતો કેરી લાજ- જયશ્રી.
દીન તણા પાલક છો નક્કી ગાએ વેદ પુરાણ

પાપ કાપવા ધર્મ સ્થાપવા સ્નેહ સીંધુ ભગવાન
અવતર્યા ભક્તો કેરે કાજ- જયશ્રી.

**નારદ—** ૩

નારાયણ નારાયણ મનવા નીરખો નયણા જોડીરે (૨)
તજી કામનાજી
સંસાર સાગરથી ભવતરવા નામ નારાયણ હોડીરે (૨)
તજી કામનાજી
સગાં સહોદર સાથ ન આવે પ્રિયા પુત્રનો જોડી,
આળસમાં વર્ષો વહી જાએ જીંદગાની થોડીરે....(૨) તજી.
દાસ દાસીઓ મહેલને માળા જમતા પુરણ પોળી,
ના આવે તે કશું કામમાં રાખ્ય પ્રભુ પ્રીત જોડીરે....(૨) તજી.

**અક્રૂર—** ૪

મુકી માયા લઇ લો લ્હાવોરે જીવ ચોરાસી ફરનારો
પ્રભુ ભજને દેહ ઝુકાવોરે જીવ ચોરાસી ફરનારો
સંતો નથી દેહ પોતાની કાયાને કાચી જા....ણી
એક નામ પ્રભુનું ગાવોરે........ જીવ.
પુન્ય પાપ બે બેલી સગાં સૌ મેલે ઠેલી
થઇ શુદ્ધ જ્ઞાનથી નહાવોરે........ જીવ.
નથી કોઇ ટકયું ટકવાનું ઊગ્યો રહે ન ભાનુ
જંજાળ તજી હરિ ગાવોરે........ જીવ.

**વસુદેવ-દેવકી—** ૫

બાંહ્ય ધરો....દીનની જગદેવા
વિશ્વપતી....કરીએ તમ સેવા- બાંહ્ય.

ચરણ શરણમાં આવ્યાં તમારે
મુક્તી મહા ફળ મોઘાં લેવા- બાંહ્ય.
ક્રોધ કીરણમાં બળતાં બચાવો.
જુલ્મી હરો....ક્રૂર કંસ જેવા- બાંહ્ય.
જન્માન્તરના પાપ ઉદ્ધારો
નમીએ વિભુ જય જય હરદેવા- બાંહ્ય.

ખોડીઓ— ૬

મ્હારી વાતુ જાણે હો હું તો પરણી લાયો વહુ
કથની કોની આગળ કહું-હું તો પરણી લાયો વહુ
હું રૂપાળો નટખટવાળો છેલ છબીલો બહુ
ડગમગાવે ડોળા ત્યારે દોડી નાશી જઊં- હું તો.
વાળ કાળા રીંછણ સરખા જોઇને બીતો બહુ
વળગી ડાંકણ મુજને જીવતી રોજ ગાળો દઊં-હું તો.
અમાસના અજવાળા જેવા રૂપપર વારી જઊં
ચાલ ઠમકતી ચાલે જાણે મારવાડની મઊં- હું તો.

ગોપીઓ— ૭

હેતે હળીમળીરે, કરીએ દુખની વાતો અહીં
સૈયર સૌ મળીરે, જઇએ માથે મટુકી લઇ (૨) હેતે.
ઘરડાને પરણાવી મુજને, મમ બાપે છે મા....રી
ખીલ્યુ મમ જોબનીયું તેની, મરવાની તૈયારી (૨) હેતે.
નાનો મમ નણદીનો વીરો, વાત વાતમાં મારે
ઘડી ઘડીમાં છણકાતો એ, મ્હેણે ટેણે સારે (૨) હેતે.
શોખીલો મુજને વર મળીઓ, જોઇ બહુ હરખાતી

ગરજ સારતી સાસુ શોકચની, મુજથી ના સંખાતી (૨) હેતે.
અલબેલો મારો ભોળો એ, મને રીસાતાં ફાવે
કહે માફ કર શાણી મુજને, એમ કહી મનાવે (૨) હેતે.
હેતે હું બોલાવું ત્યારે ગાળોથી સતાવે
કંજુસને પુરો પાજી એ, મુજને નવ બોલાવે (૨) હેતે.
કામણગારો કાનુડો એ, મારૂં મન લોભાવે
મોહક મૂર્તિ એ રૂપાળી, અંતર સ્નેહ જગાવે (૨) હેતે.

રાધા-ગોપીઓ-કૃષ્ણ— ૮

રહો આઘા (૨) અમે અબળા નીરાધાર
તમે નંદ તણા....કુમાર
કયાંના છો કાના તમે દાની, કહો વાત મુજને મનમાની
કપટ ઝપટથી ના છેતરશો, અજાણ અબળા ના....૨
તમે નંદતણા....કુમાર
કામણ તું પુરાં કરનારી, નહીં જાવા દુ રાધે નારી
આપો દહીંના દાન રંભા, તુલ્ય રમણી તમે રસાળ–તમે.
જાણુંછું હું કાન ગોવળા, મુકી દો સઘળા તમે ચાળા.
દાન ચુકાવું મહારાં આજે ધાર્યો એજ વિચાર– તમે.
પાલવ છોડને છોગાળા, માન્યા તમને કામણગારા
મનમાન્યા લ્યો દાન કરો અમ અબળાનો ઊદ્ધાર– તમે.

કૃષ્ણ-રાધા— ૯

છોડોજી જાગ સંગાથ અમારા–(૨)
જાણ્યા મોહનજી તમે બંસીવાલા–છોડોજી
જાત શું તારી કહે તું નારી....

ભીંજે ચુંદરડી મુકો કાન મ્હારા—જાણ્યા.
આંખલડી કાળી છું છોગાળી.
પાએ પડુ છું પ્રીતમ પ્રાણ મારા-જાણ્યા.

રાધા-ગોપીઓ— ૧૦

અંતર સ્નેહને કાજ ભેટ અમ સ્વીકારશો મહારાજ
છો વૃજ વલ્લભ હો રાજ........ભેટ.
મદન મોહનજી પ્રભુ અમારા—નટવર નેહે ન રહો ન્યારા—
વધાવવાને આ....જ મળ્યો સૌ સખીઓ કેરો સાજ—ભેટ.
નાજુક કોમળ પુષ્પો તમારા—પ્રેમે ધારૂં કંઠમાં મ્હારા—
એજ અમારૂં કાજ સ્વીકારો અંતર એહી રાજ—ભેટ.

રાધા-કૃષ્ણ-ગોપીઓ— ૧૧

-ન....કળા....યરે (૨) અજબ કૃતી એવી પ્રભુજી
અજબ કૃતી એવી

ભોગ ભોગવે નવા નવા કહો એ રીત કેવી
રંગમાં રમતાં ત્યાગી કહાવે વાત નવાઇ જેવી-પ્રભુજી
ભોજન જમતાં કહે અપવાસી કહો કેમ સહેવી
અજબ એ ઘટના દીન દયાળું કયા ધર્મ જે....વી-પ્રભુજી
રહે સંગમાં કમળ જળના ના લેપાતુ તેવી.
રહે સંસારે પણ મન ન્યારૂં રાખે કરણી એવી-પ્રભુજી

અક્રૂર— ૧૨

અવળું હોય થવાનું જ્યારે સુજે નહી સવળું ત્યારે
સજ્જનની સંગત ત્યાગીને દુરીજનને અમૃત ધારે—અવળું.
નવે ગૃહ બાંધ્યા બંધનમાં બળીષ્ટ રાવણ સરદારે

નાશ થયો અવની એ પળમાં સીતા કેરા મોહ દ્વારે-અવળું.
ડાહ્યો ડાપણે ડુલી જાએ ભુલે પ્રાણી અકાળે.
મનુષ્ય કાંઇ ઘટનાઓ ઘડતા પરમાત્મા કંઇ કંઇ ધારે-અવળું.

લલીતા— ૧૩

વ્હારે આ....વો કાનજી કાળા નોધારાના આધાર
મોરલી વાગી ઝબકી જાગી બંધ કર્યાં....છે દ્વાર-વ્હારે.
કુકરમી ને પાપી બોલે અણુસમજુ ગમાર
ધર્મ ધરંધર આપ છો ભૂધરા વિષ્ણુ તણા અવતાર-વ્હારે.
ધ્રૃવજી તાર્યા પ્રેલ્હાદ ઊગર્યો ભકતો તણા પ્રતિપાળ
રાંક ઉપરની રીસ તજી તમે ભેટોને જગદાધાર-વ્હારે.
સમોવડથી શોભીએરે કીડી ઉપર શો ભાર
કાંધમાં કાંમળી હાથમાં લાકડી ગાયો તણા ગોવાળ-વ્હારે.

રાધા— ૧૪

નારી નખરારી નેણ બાણ મારે જગત જણ હા....રે
જન હા....રે-નારી.
મુકે મહાત્માઓ માન થાય સુંદરી સનમાન
કરી ભ્રકુટી કમાન પ્રેમ તા....રે હૃદય આ સા....રે
હૃદય સા....રે-નારી.
મહા શિવજી બળવાન ચુકયા ભીલડીમાં ધ્યાન
બન્યા તાનમાં ગુલતાન મોહ દ્વારે, નાચે થેઇ કા....રે
થેઇ કા....રે-નારી.

રાધા-કૃષ્ણ ૧૫

જાઓ દીલના મોંઘેરા મહેમા....ન
આણુ પ્રીતમજી પ્યારા

જરા નહીં પ્રેમ પીછાણુ આવ્યા શું લેવા લ્હાણુ
અબળાઓ ભોળી અજા....ણુ- પ્રાણ.
મારો નહીં નેણુ બાણુ ખેંચોના ભ્રગુટી કમાન
અર્પો વાસ સ્નેહે સુજા....ણુ- પ્રાણ.

રાધા-કૃષ્ણ— ૧૬

મધુકર મ્હારા (૨) સીદ તરછોડો મન મારૂં મુંઝાય
પ્રેમ ચકોરી ચીતવન કરતી અહરનીશ ચંદ્રને ચ્હાય.
બાળે વેશ હું નાથજી શું જાઓ કંથ તજી મને
ચડયું પ્રેમ સાગર નાવ ડુબાવું શું ઘટે છે આપને
વિધ્ન કરવું રોઈને ઘટે નહીં કુળવા....નને
નભતી સદાના કોઇની છે પ્રીત કાચી જગ્તને....મધુકર.

મહાજન મંડળ— ૧૭

મદમાં રહ્યા શું મહાલી કરો કંઈ કમાણી સારી (૨)
જીવન ટકી ના રહેશે શું જવાબ તું ત્યાં દેશે
થાશે સજા બહુ ભારી કરો કંઈ કમાણી સારી....મદમાં.
ઉગ્યો ગગને ભાનું કરો કામ પરમાર્થતાનું
થાશે નીશા અંધારી કરો કંઇ કમાણી સારી....મદમાં.
તડકા પછી છે છાયા કાચી જાણો કાયા
ખીલી સુકાશે ક્યારી કરો કંઇ કમાણી સારી....મદમાં.
નહીં મલે સમય આવો માનવ મણીનો લહાવો.
જઈશ જીતી બાજી હારી-કરો કંઇ કમાણી સારી....મદમાં.

સુદામા— ૧૮

સીદ મમતામાં મરો ભરૂસો વિશ્વંભરનો કરો
મનુષ્યો દેહ મળ્યો અતી મોટો જાણુ આ કાયા પરપોટો

હરખ શોકની નદીઓ મોટી જ્ઞાન નોકાથી તરો–ભરૂસો.
ખરા સુખને પડશે ટોટો આ સંસાર છે સો ખોટો
ભજો ભુધરો ભાવ ધરીને માયા આ પર હરો– ભરૂસો.
આવ્યો તારે લાવ્યો નો'તો હીરા મોતી માળનો જોટો
પાશાણુના એ ખોટા કકડા હરિ હીરો ખરો– ભરૂસો.

**મોહીની—** ૧૯

ભુલી જો બની એ ભાન બની છેક હુ મસ્તાન–(૨)
મદને માર્યું બાણુ કરી નયન તણી સાન.
વિરહ તણી વેદનાથી જાય મારો જાન– ભુલી.
બની હુળીઆરી વાડી નીધાન
શોધતી ભ્રમર ભોગી સુજાન
બળતું રદય એકલડી હું સુકાતો પ્રાણુ– ભુલી.

## જીવનલીલા.

દુષ્ટો તણી સંગત થકી ફળ ભોગવે બુરાં અતી
વિનાશ કેરા સમયમાં પલટાય જન કેરી મતી
અવની વિશે અવતાર લઇ પશુ તુલ્ય જીવન ગુજારતો
કરી જુલ્મ અત્યાચાર તે મહા ધર્મને સંહારતો

× × × × ×

થતાં ધર્મ કેરો નાશ વધે અધર્મતા દુનીઆ મહીં
ઉદ્ધાર કરવા જગ્તનો પ્રગટે પ્રભુ પોતે અહીં
અતી શુશીલને મહા ગુણુશાળી દેવકી નીજ બેનને
વળાવવા અતી હર્ષથી જતો કંસ આપી સ્નેહને

× × × × ×

વદે દેવ વાણી કંસનુ મદમસ્ત મહા વિકાળ છે
નિજ બેન કેરો ગર્ભ તેના હાથમાં તુજ કાળ છે
બની ક્રોધને વશ કંસ થયો તૈયાર બેન સંહારવા
જન્મ્યો નહીં આ જગતમાં વિધી લેખને હઠાવવા

× × × × ×

બની રાજ લોભે અંધ જે નીજ બાપને કર્યો કેદ ત્યાં
સુજે નહીં સવળું અરે ઉંધુ થવાનું હોય જ્યાં
પુરી દંપતીને જેલમાં ક્રૂર કંસે કેર કર્યો ઘણો
મદ મસ્ત થઈને મહાલતો કર્યો નાશ ગર્ભ સાતનો

× × × × ×

વધ્યાં જુલમ અત્યાચારથી દુખી થતી પૃથ્વી બધી
પ્રગટયા પ્રભુ ગર્ભ આઠમે એનું અજાણ્યું કંઇ નથી
તોડીને મજબુત જેલને ગોકુળ તણા વા....સી થયા.
લઇ શકતી નંદને ઘરેથી વસુદેવ ઝટ પાછા ફર્યા.

× × × × ×

થઈ જાણ કંસને તે ઘડી આવી ઊભો તત્કાળ ત્યાં
લીધુ પછી છીનવી અરે કકડા કર્યા તે બા....ળના
વદે શક્તી કંસને તે ઘડી તુજ કાળ ગોકુળમાં વસે.
ક્રૂર કામ તું કાળાં ખરે તું કાળ કૃષ્ણ થકી થશે.

× × × × ×

સંહારવા તે કૃષ્ણને ખોળ્યા ઊપાયો તો ઘણા.
ફાવ્યો નહીં લવલેશ તેમાં દીન ખુટયા કંસના.
પાપે સદાએ ક્ષય અને જય ધર્મથીજ પમાય છે
કૃષ્ણ કેરા હાથથી જો કંસ મૃત્યું થાય છે.

**મોહીની-નારદ— ૨૦**

મેલો કેડો (૨) વિલાસી જાણ્યા યોગી બાળ,
કોઇ જાણશે તો ચડશે અહીં બુરૂ આળ

કુળવાન કામીની અંતર પ્રેમાળ છું
જાણી મેં તુજને ખરી રીસાળ છું
મેળાવો અંતરમાં અંતર દીલદાર... કોઇ.

સેવક હું તારો તું મારી સરદાર છું
હૃદય ખાણુ મારી તું કંઠ તણો હાર છું
રહીશ સદા પાસ તું પ્રાણુના આધાર.... કોઇ.

રૂક્ષ્મણી-સખીઓ— ૨૧

સખી છોડ છોડ નખરાં તા....રાં મળશે પ્રીતમજી પ્યારા
શાને સતાવો મુજને બાળા મુગ્ધ બન્યાં તું નયન રસાળાં
જાઓ જાઓ છોડી ચાળા.... મળશે.

જાણ્યું વિકષ્યાં અંગો તારા બાળે તનને મદનની જ્વાળા
મુકો મીથ્યા લવારા.... મળશે.

રૂક્ષ્મણી-સાખીઓ— ૨૨

બતલાવો એ મુગ્ધ નાયકા આતે સ્વપ્નું કેવું
અંતરના ઘા અંતર જાણે મુખે શું તમને કહે....વું.

બળતી વીરહે મમ્ અંગે સખી આવી ઝરૂખે મન હરખ અતી
શીતળ વાયું મન શાન્ત કરે આવ્યું ઝોકું સખી ત્યાંય અરે-બ૦
સ્યામે આવી ભુરકી નાંખી, મોહક મુર્તીની થઇ ઝાંખી,
લઇ ભુજ પાસમાં દીલ હરે અકળાઇ ગઇ સખી ત્યાંય અરે-બ૦

× × × × ×

છુટતાં મમ પ્રીતમ બંધનથી ખોવાઇ ખીલી આ કંકણુથી
શરમાયું મન તન લાજ ધરે મુખથી વાણી નવ ત્યાં ઉચરે-બ૦

× × × × ×

ગયા પ્રીતમ તજી મુજને પ્યાસી બળતી વીયોગે આ દાસી
ચોર્યું ચિત્ત આ મમ તે ચતુરે મેળાવો સખીઓ કોઇ અરે-બ૦

રૂક્ષમણી—મોહીની ૨૩

પ્રીતમ પ્રાણ મારા કાના છો દયાળરે
કાના દયાળ મમ હૈયાના હારરે—પ્રીતમ.
છો છોગાળા કામણગારા, મુકો ચાળા ઘેલી બાળા
માન્યા મેં ઉરના શણગારરે પ્રીતમજી પ્રાણ મારા.

રાધા— ૨૪

હુંરે જોગણ મારા નાથની અલી ઘેલડી હુંરે જોગણ
મારા નાથની
ઘેલી થઈ હું છેલા શ્યામની મન મોહીની હુંરે વિયોગી
મારા શ્યામની
ચકોર ને મન ચંદ્રમા જેમ વિરહી જનને વનીતા
માળા રટું મોહનની હું માયા મુકી સંસારની— અલી.
પંખી વિનાનું સુનું પાંજરૂં જેમ જળ વિનાની સરીતા
સુની તેવી હું મારા નાથ વિનાની લગની લાગી
કૃષ્ણ નામની— અલી.
(માધવલાલ.)

કૃષ્ણ—રાધા— ૨૫

વાટ વિકટ આ વન તણી ધારીરે હયો હાથ ઝાલી
છું હું કૃષ્ણ વિયોગે દુખીઆરીરે ભાનકારી— વાટ.
લાગે વાણી કોમળને રસાળી
જાણે હોય અહીંજ કૃષ્ણ મુર્તી પ્યારી
બની બાળા તું બહાવરી બીચારીરે હયો હાથ ઝાલી—વાટ.
ભ્રાન્ત ખોટી છે મનની તમારી
હું તો રોજ રહું છું ગાયો ચારી
ઓળખ્યા ઓળખ્યા મેં કુંજના વિહારીરે ભાનહારી.

સમાપ્ત.

# વિનંતી પત્ર.

નીચે લખેલા ખેલોની ગાયનની ચોપડી જેઓને જોઇતી હોય તેઓએ અમદાવાદ ઘીકાંટા મોટી હમામની પોળમાં નીચેના આશામીઓ પાસેથી રોકડી કીંમતે મંગાવી લેવી. નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં.

| | | | |
|---|---|---|---|
| પ્રેલ્હાદ ભકત ખેલના ગાયનો. | કીંમત | રૂ. | ૦-૩-૦ |
| મીરાં-મોહન | ,, | ,, રૂ. | ૦-૩-૦ |
| વિભીષણ | ,, | ,, રૂ. | ૦-૩-૦ |
| કાષ્ટ પુતળી | ,, | ,, રૂ. | ૦-૩-૦ |

**આ ચોપડી મળવાનું ઠેકાણું નીચે મુજબઃ-**

પટેલ માણેકલાલ નારણદાસ. | અમદાવાદ
પટેલ ગોવીંદલાલ રામદાસ. | ઘીકાંટા મોટી હમામની પોળ.

આ ખેલ પૈકી એક ખેલ. દરેક સાલના ફાગણ વદ ૧ (અથવા) ફુલડોરના રંગ ઓછવના દીવસે કરવામાં આવશે.